# શ્રી કૃષ્ણ ઉપર કેસ.

લેખક:—રા. "ઈન્દુ"

( સર્વ હક સ્વાધીન )

પ્રકાશક—

'હિન્દુ' કાર્યાલય

છાપગીઆ શેરી—સુરત.

મૂલ્ય એક આનો

## ભાગ્યના ભેદ





ભરમથી માહિત-
ગાર થઇ આવી
પડનાર આફતોથી
બચવું હોય તેમજ

મસ્તક પરીક્ષા રમળ જ્યોતિષ ભૃગુસંહિતા હસ્ત રેખા સંબંધી કાંઇ પણ કાર્ય માટે ભરોસા પાત્ર વિશ્વવિખ્યાત સ્થળે લખો યા મળો:—

## શ્રી ભવિષ્યોદય જ્યોતિષ કાર્યાલય

છાપરીઆશેરી અમર હિન્દુ પ્રી. પ્રેસ—સુરત.

---

હિન્દુધર્મની સેવાર્થે દર રવીવારે બ્હાર પડતા

**અઠવાડીક પત્ર.**



## 'હિન્દુ'

ના ગ્રાહક થઈ તમારાથી બનતી સર્વ મદદ તેને આપો કારણ કે આ એકજ પત્ર છે કે જેના ઉપર ત્રણ ત્રણ કેસો થયા છતાં તે પોતાનું કાર્ય કર્યેજ જાય છે. જાહેર ખબર માટે મળો યા લખો.

વાર્ષિક લવાજમ રૂા૦ પોણાત્રણ.

'હિન્દુ' કાર્યાલય. છાપરીઆ શેરી—**સુરત.**

# સમર્પણ

હિન્દુધર્માનુરક્ત ભાઇશ્રી.

## શ્રી ચીમનલાલ રેવાશંકર જોષી.

હાલ મુ૦ સાબરમતી જેલ.

આપશ્રીએ 'હિન્દુ' પત્રદ્વારા હિન્દુ ધર્મની જે અપરિસીમઃ સેવા બજાવી છે તે ઉપર મુગ્ધ થઈ એક ભક્ત હૃદયે આ નાનીશી પુસ્તિકા આપના પૂનિત કરકમળમાં અર્પણ કરૂં છું.

લી૦

આપનો

'હિન્દુ'

આ પુસ્તક સુરત છાપરીઆ શેરીમાં આવેલા " હિન્દુ " કાર્યાલયમાંથી ગુલાબભાઇ રણછોડજી દેસાઇએ પ્રકટ કર્યું છે.

# શ્રી. કૃષ્ણ પરમાત્મા ઉપર મંડાએલો

# કેસ.

સહવારનો એ પહોર હતો. આજે અલકાપુરીમાં દેવ, ગંધર્વ કિન્નર, સુરાસુર, ઋષિમુનીઓ ઇન્દ્ર મહારાજની કચેરી તરફ જઇ રહ્યા હતા અને પરસ્પર હસી હસીને વાતો કરતાં હતા કે આજે તો શ્રી કૃષ્ણ પરમાત્મા ઉપર કોઇ મૃત્યુ લોકનો માનવી કેસ ચલાવવા આવ્યો છે. આ ચર્ચાથી સમસ્ત સ્વર્ગના નરનારી શ્રી કૃષ્ણ ભગવાન ઉપર કોઇ મૃત્યુ લોકનો માનવી કેસ ચલાવનાર કેવો હશે. એ કુતુહલતાથી આજે જોતજોતામાં શ્રી ઇન્દ્રદેવનો દરબાર ખીચોખીચ ભરાઇ ગયો હતો.

. શ્રી ઇન્દ્ર મહારાજ પોતાના અદ્ભુત સિંહાસનારૂઢ હતા. બાજુમાં તેમનાથી ઉતરતાં દેવદેવીઓ બિરાજમાન હતાં. સામા આસન ઉપર એક ગરીબ જેવો જણાતો બે બાજુથી ફેલી ખવાએલો અને જેના શરીરમાં હાડકાં અને માંસ વિના કશું જ ન હતું એવો મૃત્યુ લોકમાં આવેલા હિંદ નામના દેશમાં વસતો હિન્દુ સમાજ નામનો મનુષ્યાકાર સ્થિત હતો. અને તેની બાજુમાં જ મૃત્યુ લોકના માનવી સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી મહારાજ વીરતાથી અડગ રીતે આ કેસ કેવી કુનેહથી ચલાવવો તેના વિચારમાં બેઠા હતા. અને એક સામાજિક સભાનાં હોદા પર

સામેથી એ મયુરપીચ્છ યુત મુકુટધારી બંસીના બજાવનાર, સર્વ મુલ્યવાન અલંકાર આદિથી વિભુષિત, જેમની પાછળ મખમલને કિંમતી ઝબ્બો લટકે છે તેવા ભક્ત વત્સલ શ્રી કૃષ્ણ પરમાત્મા આવી પહોંચ્યાં. સભા એમને જોતાંજ ઉભી થઈ ગઇ. અને માન આપ્યું. શ્રી ઇન્દ્રે સન્માનથી પોતાની નજીક આસન આપ્યું. અને કાર્યવાહી શરૂ થઇ.

શરૂમાં સ્વા. શ્રધ્ધાનંદજી પોતે હયદયાથી દરબારમાં ઉભા થયાં અને જણાવ્યું કે મેં મારા પ્રાણ પ્યારા ધર્મની સેવાર્થે દેહ બલિદાન સમર્પ્યું હોવાથી મને આ શ્રી ઇન્દ્ર મહારાજના દરબારમાં મ્હારા હિન્દુ સમાજનો મુકદ્દમો ચલાવવાનો મને સંપુર્ણ અધિકાર છે. જેમાં શ્રી ઇન્દ્ર મહારાજ કોઇપણ જાતનો વાંધો લેશે નહિ. આ 'હિન્દુ સમાજ'—મ્હારા અસીલની નીચે મુજબની ફરિયાદ છે જે હું આંક ૧ તરીકે રજુ કરૂં છું

## ફરિયાદ અરજી.

હું મૃત્યુ લોકમાં ભારત વર્ષ નામના રમણીય દેશનો રહેવાસી હિન્દુ સમાજ ઘણીજ નમ્રતા પુર્વક ન્યાયપરાયણ શ્રી ઇન્દ્ર મહારાજની વરિષ્ઠ અદાલતમાં ભારત વર્ષમાં દ્વારિકાપુરી નામની નગરીમા વસેલા અને હાલ ક્ષીર સાગરમાં વાસ કરી રહેલા શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા જે વસુદેવના પુત્ર છે. અને ભક્ત વત્સલનું જોડું વિશેષણ જેમને લગાડવામાં આવે છે. તેમના વિરૂદ્ધ મારી આ ફરિયાદ છે.

જ્યારે દ્વાપર યુગમાં ધર્મનો લોપ થવા માંડયો ત્યારે તેમણે અમારા ભારત વર્ષમાં જન્મ ધર્યો હતો. અને બાળપણથીજ પુતના બકાસુર આદિ રાક્ષસોનો સંહાર કરવા માંડયો હતો. કંસ જરાસંઘ

અને શિશુપાળનો વધ કર્યો હતો. ત્યારબાદ ધર્મ પ્રીય પાંડવોની રક્ષાર્થે કુરૂક્ષેત્રમાં અતૂલ યુદ્ધ કૌરવ સૈન્ય સામે ખેલ્યું હતું. અને તે સમયે જ્યારે અર્જુનને મોહ થયો ત્યારે તેમણે ગીતાંનું જ્ઞાન તેને આપ્યું હતું તે વખતે તેમણે કહ્યું હતું કેઃ—

यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्य हम ॥
परित्राणाय साधुनां विनाशायच दुष्कृताम ॥
धर्म संस्थापनार्थाय सम्भवामी युगे युगे ॥

હમે અત્યારે હડહડતા કળિયુગમાં જ્યારે સમસ્ત હિંદમાં મ્લેચ્છોનો હાહાકાર વર્તાઇ રહ્યો છે. ત્યારે તેમના આગમનની રાહ જોતાં તેમના પ્રથમના શબ્દ ઉપર વિશ્વાસ રાખીને બેઠા છીએ. મારૂ શરીર ખ્રાસ્તિ અને ઇસ્લામી મતના અનુયાયીઓથી ખવાઇ ગયું છે. હું મરણ પ્રાપ્ત સ્થિતીએ છું. છતાં પોતાના વચનનો ભંગ કરી એટલે વિશ્વાસઘાત કરીને એ કહેવાતા ભક્ત વત્સલ શ્રી કૃષ્ણ-ચંદ્ર મારી વ્હારે આવતા નથી. એટલે ભારત વર્ષમાં તેમનો અવતાર ધારણ કરી મારી રક્ષાર્થે ન આવી સાધુ પુરૂષોના રક્ષણ કરવાની ફરજમાંથી છટકી જવા યત્ન કરે છે. મારી આપ નામદારને ફરી નમ્ર અરજ છે કે તેમને સમજાવી મૃત્યુ લોકના ભારતખંડમાં મોકલવા અને જો તેમ છતા તેઓ ન આવે તો તેમના ઉપર ન્યાયની બાલર વારંટ કાઢી તેમને બળજબરીથી પણ મારી રક્ષા અર્થે મોકલી આપવા. ખરેખર હું બહુ દુઃખી છું. મૃત્યુ લોકમાં મારૂ રક્ષણ કરનાર કોઇ નથી. આપની પાસે હું ન્યાયની આશાએ આવ્યો છું. તો મને અવશ્ય ન્યાય મળશેજ. મે આ બાબત તેમને લેખીત અરજી કરી હતી. પણ તેનો સંતોષકારક જવાબ નથી.

## સ્વા. શ્રધ્ધાનંદજીની દલીલ.

આ ફરિયાદ પુરી થતાં સ્વા. શ્રધ્ધાનંદજીએ વધુ દલીલમાં જણાવ્યું કે આ ફરિયાદની બીના અક્ષરસઃ વિશ્વાસનીય અને સત્ય છે. અને તેની સાબીતીના બધા પુરાવા મારી પાસે છે. જો તે આરોપી તેનો ઇન્કાર કરશે તો હું બધુ રજુ કરીશ.

આ ટુંક વિવેચન પુરૂં થતાં શ્રી. ઇન્દ્ર મહારાજે આરોપી શ્રી. કૃષ્ણચંદ્રને ફરમાવ્યું કે આપના તરફથી બચાવના ધારાશાસ્ત્રી કોણ છે?

શ્રી. કૃષ્ણચંદ્ર પરમાત્માએ પ્રત્યુત્તર વાળ્યો. હું મારી જાતેજ મારો બચાવ કરવા શકિતમાન હોવાથી મારે બીજા ધારાશાસ્ત્રીની જરૂર નથી.

શ્રી. ઇન્દ્ર—તમારી વિરૂદ્ધ આ ફરિયાદ આવી છે તે બાબતમાં તમારે શું કહેવું છે તેમાં જણાવેલો આરોપ શું ખરો છે?

શ્રી. કૃષ્ણચંદ્ર—જીહા. આરોપ અક્ષરસઃ ખરો છે. પરંતુ હું વિશ્વાસઘાત કરીને હિંદમાં અવતરતો નથી એ આક્ષેપ બીનપાયાદાર છે. તેના બચાવમાં હું જણાવું છું કેઃ—

દ્વાપરમાં જ્યારે હું ભારતવર્ષમાં શ્રી. કૃષ્ણ પરમાત્માના નામથી અવતર્યો ત્યારે આ હિન્દુ સમાજ આવો નિર્માલ્ય, દ્વેષપુર્ણ માંહો માંહે કલહ પ્રીય, નિર્બળ, સ્ત્રી બાળકોના રક્ષણ કરવામાં અશક્ત, વિધર્મીઓના અત્યાચારોને જવાબ ન વાળતાં મુંગે મોઢે સહનાર ભીરૂ, હાડપીંજર સમો ન હતો. તે સમયે તેનું સુંદર શરીર ભલભલા દેવોને પણ મુગ્ધ કરનારૂં હતું. બળાઢય, સ્ત્રી બાળકોનુ

સંરક્ષણ કરવા સમર્થ, વિધર્મીઓના અત્યાચારનો જવાબવાળી તેમને ભરતખંડમાં આવતા અટકાવનાર અને પોતાની સીમાને અભેદ્ય રાખનાર અજબ પાચન શકિત વાળો તે હતો. અને એ સ્વતંત્ર ભારત દુનીયાની સુમધુર વાડી હતી. સ્વર્ગનું નંદનવન હતું. ત્યાં પરદેશી સત્તા ન હતી. ત્યાં ગુલામીની જંજીરો જકડાયલી નહોતી. ત્યાં ન્યાય વિરતા અને દયાના મિલન હતા. એ યોગ્ય ક્ષેત્રમાં અવતરવામાં હું પણ બેશક મ્હારૂ સદ્‌ભાગ્ય સમજતો હતો. આજના આવા બેડોળ હિન્દુ સમાજની રક્ષાર્થે એ ભૂમીમાં અવતરવા માટે પણ ખરેજ મને અણગમો થાય છે. અત્યારે ભારત નર્કયાતના ભોગવી રહ્યું છે નથી ત્યાં કોઇ શીવાજી સમો સમ્રાટ અને નથી ત્યાં નરસિંહ અને મીરાં સમા ભક્ત હૃદયો, મારા આટલા બચાવથી હું આશા રાખું છું કે ફરીયાદ પક્ષના ધારાશાસ્ત્રીને સંતોષ થશે. વળી મારા ઉપર અરજી આવી તેનો જવાબ મેં સુરતના ' હિન્દુ ' પત્રમાં ગઇ સાલના એક અંકમાં વાળ્યો છે. તેની તરફ ધારાશાસ્ત્રીનું હું ધ્યાન ખેંચું છું. આટલા કથન બાદ હું મારી જગ્યા લઉં છું

શ્રી. ઇન્દ્ર–આપના અસીલના બચાવમાં હવે આપને કંઇ કહેવું છે ?

સ્વા. શ્રધ્ધાનંદજી–આપ નામદાર સમક્ષ મ્હારે નમ્રતા પૂર્વક જણાવવાનું કે આરોપી શ્રી. કૃષ્ણચંદ્ર હિન્દુ સમાજ ઉપર જે જે આક્ષેપો મુકે છે તે યોગ્ય છે. પણ કહે છે કે હિન્દુ ધર્મના ભકતો હિન્દમાં નથી. એ આક્ષેપનો હું સદંતર ઇન્કાર કરૂં છું. કારણકે હું પણ એજ ભારતમાં હતો. ધર્મની રક્ષાર્થે વિધર્મિઓને પચાવવાના કામ માટે એક મુસ્લીમની ગોળાથી હું વિંધાયો હતો. એથી શું

મારી ધર્મ ભક્તિ સિદ્ધ નથી થતી ? વળી મ. રાજપાળ પણ એજ હિન્દુ ધર્મની રક્ષાર્થે વિધર્મિને જવાબ વાળવા એક નાનું સરખું પુસ્તક પ્રકટ કરી એક વિધર્મીના કાતીલ છુરાના ભોગ થઇ પરલોકે પ્રયાણ કરી ગયા! શું તેઓ ધર્મ ભકત ન ગણાય!? જે માળા ભજે અને ભજનો લલકારે તેજ ભકત ગણાય? શું શ્રી કૃષ્ણચંદ્રની ડીક્ષનરીમાં ભકતની વ્યાખ્યા આવીજ છે?

એટલામાંજ શ્રી કૃષ્ણચંદ્ર બોલી ઉઠયા નહિ નહિ હું બેશક આપના તથા મ. રાજપાલના બલિદાનને વખાણું છું પરંતુ તમે બંને ત્યાંથી શહીદ થઇને સ્વર્ગ સદનમાં આવી ગવાં છો. હવે મૃત્યુ લોકમાં એવું કયું ભકત હૃદય રહ્યું છે? સ્વા. શ્રદ્ધાનંદજી—હજી દીલ્હી નગરીમાં 'શુધ્ધિ સમાચાર' માસીકના અધિપતિ સ્વા. ચીદાનંદજી મ્હારી જગ્યા સાચવનાર હયાત છે. વળી ડૉ. મુંજેનું નામ સમસ્ત ભારતમાં હિન્દુ ધર્મ સેવક તરીકે મશહુર છે. વળી સુરતમાં 'હિન્દુ' નામનાં વિધર્મીને જવાબ વાળી હિન્દુ ધર્મ જાતિની રક્ષાર્થે દર રવીવારે પ્રકટ થતા અઠવાડીક પત્રના તંત્રી શ્રી ચીમનલાલ રેવાશંકર જોષી જેમને ન્યાયધિકારીએ ૧૩ માસની સખ્ત સજા અને રૂા. ૧૦૦૦)નો દંડ કર્યો છે. જેમણે વરિષ્ઠ અદાલતમાં અપીલ કરતાં સજા ૧૦ માસ તથા દંડ ૮૦૦) રૂા. કાયમ રહ્યો છે. જેઓ હાલ જેલમાં છે અને ધર્મ ખાતર—તન—મન અને ધનથી બલિદાન સમર્પી જેલનાં અસહ્ય કષ્ટ હસતે મુખડે સહી રહ્યા છે. તેમને જેલમાં કેટલું કષ્ટ પડતું હશે તેનો ખ્યાલ તેમના વજનમાં ૨૨ રતલનો ઘટાડો થયો એ ઉપરથી આપ નામદારને સ્હેજે આવી શકશે આવા અનેક ભકતો હિંદમાં હજી પણ વિદ્યમાન છે.

શ્રી કૃષ્ણચંદ્ર—આપની હકીકત સત્ય છે છતાં મારે સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે અત્યારે ભારત્ત અને હિન્દુ સમાજમાં બેશક અનેક ભકતો વિદ્યમાન હશેજ પરંતુ તે સર્વમાં હું જેમને ત્યાં અવતરી શકું એવું આદર્શ આર્ય યુગલ એક પણ બતાવશો ? કયાં છે વસુદેવ અને દેવકી માતા ? કયાં છે એ વ્હાલસોયાં નંદ અને યશોદા ? અને કયાં છે. એ પ્રણયમુર્તિ રાધા અને રૂક્ષ્મણી ? કયાં છે એ ગોકુલ અને વૃંદાવન અને મારી સુવર્ણમયી દ્વારિકા હજીએ યાદ આવે છે કયાં છે બળદેવ સમાવીર યોધ્ધ બંધુ સુભદ્રા સમી યુધ્ધ વિશારદ ભગિનીઓ ? મારાએ ગોપસખા અને એ ર્જાયમાતા હજીએ જાણે મારી સમીપજ છે એ ભારત ! અહા એ રમણીય ભારત ખરેજ અત્યંત આદર્શ હતું શું તમે એવી સૃષ્ટિ સર્જાવ્યા વિનાજ મને ભારતમાં બોલાવી તમારા સરદાર બનાવી મારી હાંસી કરાવવા માંગો છો ? જો આ ફરીયાદમાં તમારો એવોજ મનોભાવ હોય તો મને માફ કરશો હું આપની એ માંગણીનો આવા સંજોગોમાં તમારી આવી અપમાન ભરી પરિસ્થીતિમાં સ્વીકાર ન કરી શકું એ દેખીતી વાત છે.

સ્વા શ્રદ્ધાનંદજી—બેશક આપને એવી સુરમ્ય ભુમિ એવા સખા એવો પરિવાર સંપૂર્ણ પણે નહિજ મળી શકે પરંતુ તેમાંથી કાંઇક ઉણપ-વાળો પ્રદેશ અને પરિવાર હમે બેશક હમારી શકિત મુજબ અવસ્ય ક્ષેત્ર ઉપજાવી આપીશુંજ. હમે આપને બીલકૂલ અપમાનીત નહિજ થવા દઇએ. જરૂરથી હમે આપને સર્વ રીતે મદદ કરીશું અને આપનાં અવતારને સફળ બનાવવામાં હમારો ફાળો આપીશુંજ. તમે જણાવો છો તે સુધારા તાકીદે કરવાની હમે ખાત્રી આપીએ છીએ. નીતિમાન અને ચારિત્ર્યવાન સૃષ્ટિ ઉત્પન કરીશુંજ.

શ્રીકૃષ્ણચંદ્રઃ-ઉપર જણાવેલ સુધારા આ હિન્દુ સમાજ તાકીદ કરી દે. હું અવતરી શકું તેવી નીતિમાન, ચારિત્ર્યવાન, કીર્તિવાન તેજોપુંજ અને સુદ્રઢગાત્રવાળી દેવી તૈયાર કરી દે. મ્હારી દ્વાપર યુગ સમી સૃષ્ટિ ભારતમાં સર્જાવી દે અને યોગ્ય ક્ષેત્ર ઉપજાવી આપે તો તદ્દન આનાકાની વગર મ્હારી ફરજનું મને સંપૂર્ણ ભાન હોવાથી મ્હારી સ્વેચ્છાથી ભારતમાં હું અવતાર લઇશ.

આટલી દલીલ બાદ શ્રી કૃષ્ણચંદ્રે પોતાનું સ્થાન લીધું.

બન્ને પક્ષની તકરાર સાંભળ્યા બાદ થોડા વિચાર કરી શ્રી ઇંદ્ર મહારાજે પોતાનું જજમેન્ટ નીચેના શબ્દોમાં આપ્યું.

શ્રીઃ ઇન્દ્ર મહારાજની વરિષ્ટ અદાલતમાં કેસ નં. ૧. વિક્રમ સંવત ૧૯૮૫.

જજમેન્ટ.

ફરીયાદી. હિન્દુસમાજ. રહેવાસી. હિન્દ.

વિરૂદ્ધ.

આરોપી. શ્રીકૃષ્ણચંદ્ર વસુદેવ. રહેવાસી. દ્વારીકાના-હાલ મુકામ ક્ષીરસાગર.

હિન્દુ સમાજની ફરીયાદ મ્હારી સમક્ષ રજુ થઇ છે. જેમાં આરોપી આરોપનો સ્વીકાર કરતા હોવાથી વધુ પૂરાવાની જરૂર નથી. સ્વા. શ્રદ્ધાનંદજીની વકીલાત કરવાની યોગ્યતા બરોબર છે. આરોપી પોતે બચાવ કરે છે. તેમાં બન્ને ધારાશાસ્ત્રીની દલીલ ખરેજ પ્રશંસા પાત્ર છે.

શ્રી. કૃષ્ણચંદ્ર જેને મૃત્યુ લોક પરમાત્મા તરીકે હજી માને છે. તેમના ઉપર મુકદમો માંડવાની અપૂર્વ હિંમત"

ન્દુ સમાજને ધન્યવાદ આપ્યા વિના રહી શકતો નથી. તેમજ શ્રી. ણ પરમાત્માના અસીમ જ્ઞાનને પહોંચી વળવા જેટલી શક્તિ ીણુતા મેળવી સરસ રીતે ફરિયાદ રજુ કરવામાં સફળતા મેળવવા બદલ હું સ્વામી શ્રધ્ધાનંદજીની યોગ્યતાને પણ આદર આપું છું.

વિદ્વતા ભરેલી દલીલો ઉપર વિચાર કર્યા બાદ હું હિન્દુ સમાજને ફરમાવું છું કે શ્રી કૃષ્ણ પરમાત્મા અવતરી શકે તેવું દ્વાપર યુગ સમુ ક્ષેત્ર ઉત્પન્ન કરવું અને તેમને અવતરવા માટે વિનંતી પત્ર રજીસ્ટર્ડ કરીને મોકલવું જો તેનો ઇન્કાર થાય તો મને જણાવવું તે પછી હું તેમને ભારત વર્ષમાં મોકલવા વારંટ વગેરે કાઢવા જે ઘટતું હશે તે કરીશ.

આ ચુકાદો સાંભળી બધામાં સંતોષ અને આનંદ ફેલાયો. અને આ રમુજની યાદ કરતાં કરતાં સૌ કોઇ વિખરાયા.



# વીમો એ જીંદગીની જરૂરીઆત છે

# સન લાઈફ એસ્યુરન્સ કુ૦

# ઓફ કેનેડા.

અનેક સગવડો વાળી, દરેક સ્થિતિના માણસોની જુદી જુદી માંગણીઓને પુરી પાડે તેવી, બીન તકરારી, **પ્રીમીયમ વેળાસર નહીં ભરી શકવા છતાં આપો આપ ચાલુ રહે તેવી,** તેમજ બીજાં અનેક ફાયદા પડતી જીંદગીના વીમાની પોલીસીઓ આ કું. માં ઉતારવામાં આવે છે.

બ્રીટીશ સામ્રાજ્યમાં મોટામાં મોટી કેવળ જીંદગીના વીમા ઉતારનારી આ કુંપનીમાં તમારો વીમો ઉતરાવી નીર્ભય બનો.

**સુરતમાં એજન્ટ:—**

## કંચનલાલ મંછારામ ખાંડવાળા.

(શીવલાલ ખાંડવાળા એન્ડ સન્સ વાળા.)

તાર સરનામું:—SHANTI

ફોન નંબર ૩૯)

વાડીફળીઆ—

મુદ્રકઃ- રેવાશંકર ભવાનીશંકર જોષી.

સ્થાનઃ- ધી 'હિન્દુ' પ્રી. પ્રેસ. તાર ઓફીસ–સુરત